સુત્રધાર-તૈયાર છે જઇ જમજે, બજાવજે તુજ કામ ઉલટ ધારી
હર્ષ પ્રસંગે રંગે, બતાવજે તુ ચતુરાઇ તારી;
વીદુષક-આતે ગણુવું નાટકકે ભવાઇ ઘણા વ્હેમી બેઠા વ્હેમ ખાઇ
સુત્રધાર— ગીતી–લાવણી.

અણુ સમજુ જન સમજે, નાટયકળાને ભવાઇ સમ લેખે,
કુવાનું મેડક જે, મહાસાગરની મઝા કયાંથી દેખે !
કવીવર મને ન ડરશે મુર્ખ છો નીંદે ઉત્તમ નાટકને,
શેલડી નહી મુકાશે, ગર્ધવ કરે અનાદર સાકરને;
વીદુષક- ત્રીતાળી ચોપાઇ

સત્ય કહેવાથી નહી સમજાએ નજરે જોવાથી ખાતરી થાએ
સુ—વ્હાલી કરે શા મન વિચાર........................
નટી—........................વ્હાલા હું તમે છુ તૈયાર
સુત્ર—વર્ણુંવા ને પ્રયોગ આદીસ.......................
નટી—........................પતી વચન ચઢાવું શીશ.

( શ્રી જગતપતી પ્રભુ આપ સન્મતી ) એ રાહ.
જે વિજય વરો પ્રભુ પાર્શ્વજીન ખરા
પાપ ત્રીવીધિ તાપ કાપો શ્રી સોહંકરા
વિભુ ! વિસરામી અંતરજામી સમરીએ સૈ સાથ
હ અરવિંદ વિનયથી વંદુ, જોડી હેતે હાથ—શ્રી૦
.ત ક્ષેત્ર છે જંબુ દ્વીપમાં, ... પંદ અનુસાર
શશ્રી સુંદર નગરી ૦ ...—શ્રી૦

નગર શેઠ છે વણીક સદાફુળ, નીજ સુત સુમતી વીલાસ
લલના તેની લીલાવતી જે બુદ્ધિ પુણ્ય પ્રકાશ—શ્રી૦
આહિરણ બની અજબ એ આપે, કોમળ ઓઢી અંગ
અનોપમ બુદ્ધિથી તજાવ્યો, સ્વામી વેશ્યા સંગ—શ્રી૦
ગણીકા તજાવી નીજઘર લાવી, ભરમાવી નીજ કંથ
સંસાર સુખને પામી રહે જે, પછી આદર્યો સંજમ પંથ—શ્રી૦
તેહ દંપતી પામ્યા દેવપદ, નાટક એહનું આજ
ભાવ ધરી ભજવું ભગવંતા, કરો સફળ જીનરાજ—શ્રી૦
વીદુ—વખત થયો હવે જાઉં રાંધવા સદાફુળ શેઠને ઘેર
શેઠાણી સેજલદે સારાં, લાડુ તણી છે હેઠર—શ્રી૦
સર્વ પાધો—સ્વધર્મી સજ્જનો ઉપકાર આપનો
પધારીને કૃપા કરી સર્વે સભાજનો

## પ્રવેશ ૧ લો.

સદાફુળ—(રાગ છંદ સભાનો—રાજા હુમે કામકા) એ રાહ
પ્રાણ પ્રિયા મમ પુત્ર આપણો, પ્યારો સુમતી વીલાસ
વય નાનીમાં નિપુણ થયો અતિ, કરીને શાસ્ત્ર અભ્યાસ
શ્રીજીન શાસન શ્રદ્ધા જેને, સદગુરૂથી સંજોગ
પુજા પ્રભુની અતિ દીન પ્યારી કરે છે એ વિધીયોગ
સેજલદે—પ્રાણપતિ ... ... ઉદય પુન્યથી આવ્યો એવો
દિવ્ય ... ... શો વર સુત

મીઠાં વચનો મનમોહનનાં વાણી અમૃત અનુસાર
એ કુળ દીપકને અવલોકી મણું સફળ સંસાર
સ-જરી ન બોલે જુઠ મુખથી હુકમ પાળે હમેશ
સેજ-કામણગારો કદી રીસાઈ કુવચીત ન કરે કલેશ
ભોગવશે એ ભાગ્યશાળીમમ વૈભવ વીવીધ પ્રકાર
સ-સદા પાળશે સ્નેહ ધરી તે શ્રાવક ધર્મ આચાર
સેજવહે-( ગરબી દીપચંદી-અમોલા શાને ) એ શાહ
સાસન દેવી સંરક્ષે પ્રિતે એ ટેક૦
સદા-વ્હાલો લાગે વિનિત અતિશે એ ટેક૦
હરિજન તણી નહી દોસ્તી દીસે મળે ન વ્યસન લવલેશ; વ્હાલો
શોખીલો પણ સુઘડ એ ઘણો છે, લાડકો સુમતી સુવેશ વ્હાલો
સેજ-માલમ મુજને છે વ્હાલો વાલમ કરતો વરણાગી વીશેશ-શા.
સુત સારો મમ શોખીન દીસેએ અપલક્ષણ નહી લેશ-શાસન.
પુન્યશાળી બુદ્ધિશાળી બાહુરો, જીવજો વરસ હજાર-શા.
અધિક વ્હાલોમમ આંખ્યોની કીકીથી, દીપક જીવનહાર-શા.
સદા-ચંદન ચુઆને અત્તર અરગજા વિલેપે અંગે આપ-વ્હાલો
નીત્ય દોડાવે ઘોડાની ગાડીઓ, પુન્ય પુરવને પ્રતાપ-વ્હાલો
સેજ-એનો છે પૈસો આ સરવે, ખરચે ધરી ખુબ ખાંત-શા.
ઉચાટ અંગે જતાં જરી આવે, નિરખ્યાથી મનને નીરાંત-શા.
.દા-વધારશે શોભા શ્રીજીનશાસન, વડો થશે વિદ્વાન-વ્હાલો
દીસે કુશળએ સકળ કળામાં, દેશે મહિપતી માન-વ્હાલો

સેજ—સુખીઆં આપણુ એથી અતીશે, કુળ દીપક્એ કુમાર શા.
સદા—વર્ણવીએ શી વાત સુપુત્રની, સુખથી વારંમવાર—વ્હાલો

મો—( પ્રવેશ કરી ) ગીતી—લાવણી.
શેઠજી સમય થયો છે, ભોજન કરવા પધારીએ ભાવે
સદા—જા બોલાવ્ય સુમતીને..............................
સેજ—....................જમતાં હમને એ વીણુ નહી ફાવે
મોક—ઉઠો જમ્યા છે એ। જાયે સ્વારથીઆ સંગે ફરવા
સદા—ચાલો ત્યારે આ આવ્યા...............................
સેજ—.............................ધાંટા કાઢે અમથા શું કરવા

## પ્રવેશ ૨ જો.

સુમતીવીલાસ—( ખુશ રહો સનમજા ) એ રાહ

રાજજન સુણુ સંધ્યા સમય સ્હેલને સારૂ,
જઇએ ફરવા ફોકટ થયું મન મારૂ
ઘોડાની ગાડીએ રોજરોજ મારૂ છું,
પણ આજે ચાલતાં જવા મન ધારૂ છું.
સ્વા—મરજી જે તમારી તેજ મરજી છે મારી,
આપો અંગરખુ તમે અરજી સ્વીકારી;
આવી શું સેલ કરી પાછા જેવારે,
જાવું છે જમવા પછી શેઠજી મારે

સુમ-જમવાને આજે તને કોણ રોકે છે...................
મોહ-................ બાપાની આગળ બેટમજી શું કહે છે
સ્વાર્થ-મુકી દે આ લે પેલી ફક્કડ પહેરૂ................
જો-...................ધોતીયુ પહેર્યું આ અરે શેઠજી કેરૂ
સુમ-ફરવા જાવું છે બ્હાર હમારે બેને...................
મોહ-............જોઇએ તો જોઇતા આપ જુતીઓ એને
જોઇ-ઓરડે પેલે જઇ જુવો જુતીઓ જડશે,
આનું આ અંગરખુ આજ પહેરવું પડશે;
સ્વા-ન્હાના એ જોડા નહી પહેરતાં ફાવે ... ... ...
મો-... ... ... અક્કરમીના પગમાં કયાંથી એ આવે
સ્વા-જોઇએ નહી જોડા અડવે પગે હમે જઇશું
શેઠને કાજ શું કરવું એટલું સહીશું
જોઇ-પાન બીડી લ્યો પણ તમે સોપારી સાથે
મારીને ભભકો જાઓ શેઠ સંગાથે
સ્વા-પુમડું અત્તરનું લાવ્ય કાનમાં ઘાલુ
બની શેઠ બરાબર આપે બજારે ચાલુ
જોઇ-શેઠ સ્વારથીઆનો કેમ વીશ્વાસ ધરે છે
પટાવી પૈસા એ પ્રપંચી પેટ ભરે છે
મોહ-જોવાને આજે જોઇતા પાછળ જઇએ
કરી ખરી ખાતરી આજ શેઠને કહીએ

## પ્રવેશ ૩ જો.

કપટકળા— ગીતી—લાવણી.

શા માટે સખી મારી કામસેના તું વ્યાકુળ થઇ વારૂ
વાર કોણ ઇચ્છે તું દીલ છુપાવે મુજથી શા સારૂ
કામ—ડાહ્યપણું તારૂ જાણ્યું જાણી કપટકળા શું પુછે છે:
દીલ નવ ચોટે ક્યાંઈ કામ શત્રુ સમી મુજને પજવે છે
બતલાવ્યો જે તુજને ફુલો આપ્યો કાવ્ય સાંધ્યા કાળે
મમ મન મંદીર આવી વીરહાગ્નીથી સખી મન બાળે
કપટ—ઓળખ્યો સખી એને જાત વણીકમાં સોગત નહી કરવી
જાતીએ સ્વારથીઆ કરીયારી ધન આશા પરહરવી

કામસેના— ( સખી સુજે ન કાંઈ ) એ રાહ

સખી કરૂં શું હવેરે
ચીત હરી ગયો ચતુર સરદાર, પ્રેમી દીલદાર—બહેની
વશી રહ્યો મન પ્રાણ મારી ગયો મને પ્રેમ બાણ
ધારી પ્રતિજ્ઞા આજ, ભગવત હાથ છે લાજ—ચિત્ત
સાચી છું હું સતી, ધારૂ તેહ વિણ ન અન્યપતી
જીવ ભલે જાવ, મન નહી પલટાય—ચિત્ત

કા—ક— ( જુવો કેવી અજાયબી ) એ રાહ

કપટ—ગાંડી ખોટાએ પ્રેમ છે પ્રેમ તણી કાંઇ નેમ છે

કામ—શીદ બ્હેન મુને બાળ (૨)
નક્કી થાવો મારો કાળ
કપટ—જાણ્યું તુજ પ્રેમ એ નેમ છે
ધીરી ધીરી જાણ્યું તુજ પ્રેમ અનેમ છે—જાણ્યું
કામ—સાચી ભગવત આશ
કપટ—નહી થશે તું નીરાશ
લાવું પાળેલો પોપટ જેમ છે—ધીરીધીરા લાવું—જાણ્યું
કામ—ફુને ફુસંથા—જા બ્હેન જા.
કપટ—... ... ... ... હા—હા—હા
ધીરી ધીરી ઉતાવળે બગડશે કામ—

કપટ— ગીતી.

ઘર પુછતાં ન જવાએ, જ્યારે આવશે ફરવાને માટ
લાખ વાતે નહી છોડુ, લાવું અહીઆં કરી કપટ ઘાટ

કામસેના— પીલુ દીપચંદી

લાવ્ય સખી કરી ઘાટ ગમે તે, મનમોહન મમ મનને દમેએ
મદન થકીએ મન મોહને કીધી છે ઘાયલ ચિત્ત ભમે છે—લાવ્ય
ભ્રમર ધનુષ્યથી મારી નેન બાણે, અંતરમાંહી એ મુરતી રમેછે લા.
વદન અલોકીક નીરખી વાલમનું,
પ્રેમ ઉમળકા મનમાં સમે છે—લાવ્ય.
સુંદીર સાહી મન કથવાવે વિણુ એ વ્હાલા કાંઇ ન ગમે છે—લાવ્ય

સંગીતસાજ આ દીલને ન રૂચે,
વીયોગ વેદના દીલને દમે છે—લાવ્ય
રસીઆ વીણુ રસ વતી નવ રૂચી, વીરહે વેદાતુ મનઆ સમે છે
છત્ર પલંગ છબીલા વીનાએ,
હુતાશન બાળે આ ચિત્ત ભમે છે—લાવ્ય.
લાગે સખી સુખદાયક સર્વે,
મનહરથી મોજ ગળે સમે એ - લાવ્ય.

( ઝરૂખે જોઇ ) ગજલ.

કામ–સામે બાળ્ય જો નીહાળ્ય આવ્યા પ્રાણુનાથ,
 મુકિત કરીને લાવ્ય જોડું સ્નેહ તેહ સાથ;
 વ્હાલા એ વાલમ વિણુ દીલને નહી ચેન,
 કામકાજ સઘળુ મુકી ઝટ જા તુ બ્હેન.
કપટ–જઇ બોલાવી લાવું હાલ બ્હેન તારી પાસ
 પાથરીને પ્રેમ જાળ પુરૂ તારી આશ
 ભલભલાને ભોળવ્યા મેં પાઇ વીષય વિખ
 પૈસો ઘણો મેળવ્યો છે મંગાવી ને ભીખ
કામ–લઇને હાથ લાકડી શું ચાલે છટાદાર
 જા જઇને લાવ્ય તેડી એ હૈયાના હાર
સુમતી–(સ્વગત) વાત કરી સખીને કાંઈ, મારે નયન બાણુ
 મોકલશે શું તેડવા એ હરણુ કર્યાં પ્રાણુ

સુમતી- (કોણ હશે રમણી) એ રાહ

શી નાજુક રમણી છબીલી શી નાજુક રમણી
કોણ એ શામા, રતીસમ રામા, ભુલાવે કામા,
ચિત્તહર ભામા, નવિન છબી નમણી-છબ
રતીના સરખી, નયનથી નીરખી
ચિત્ત રહ્યું હરખી, પ્રિતેથી પરખી
જુવે ભામીની મુજ ભણી-છબીલી.
જાદુનો જંતર, મોહની મંતર
આ મુજ અંતર, ઉપર નીરંતર
પ્રેમમાં નાંખ્યો હણી છબીલી.

કપટ-(આવીને) રાગ સોરઠ ત્રીતાળી.

સલુણા મમસંગે આવો, સખી મમશાણી ન તલસાવો-સલુણા
વાટ જુવે મમબાઇ વીયોગી, આનંદ ક્રીડા કરીએ સંજોગી
પ્રેમ પરસ્પર ઇચ્છી અમૃત ભોગી લ્યો લ્હાવો-સલુણા૦

સ્વાર્થદત્ત - ત્રીતાળી ચોપાઇ.

શાને માટે શેઠજી શરમાઓ, મુખેઆની સંગે તમે જાઓ,
જાણો ખાનગી મીત્ર તમારો, નહી વાત આ ઉચરનારો
પંડીત જનને દેશાટન પ્રેમ, સર્વે શાસ્ત્રનું ભાખવું એમ
વેશ્યા વાસ કચેરી પ્રવેશ, મળે ચતુરાઇ તીહાં વીશ
માનો શેઠજી એ નીરધાર વેશ્યા સ્નેહમાં રૂડો સાર

મોહતો—સાળે શેઠને સમજાવ્યું ઉંધુ, આવુ કેહેરા લઈને આ ખુણે

ગોકમો—એમાં શેઠનું થાય વગોણું, નક્કી થાય જગતમાં મેણું

જાણશું તાલ બાજીનો આ ઠામ, છાનો રહે નહીંતો બગડશે કામ

વેસ્યાવાડો વટાવીએ જ્યારે, લબડ ધક્કે લઈશું તે વારે

સ્વાર્થ—શેઠજી દોસ્ત મારા દીલજાન, આપો આતો વીંટી મહેરબાન

સુમતીવીલાસ— ગીતી લાવણી

વીંટી આ હીરાની આપુ તુજને જા હાથે પહેરી

ફરજે જઈ પતંગમાં મલકાવી મુખ બનીલાલ લહેરી

સ્વાર્થહરા— ત્રીતાળી ચોપાઈ

પુરતા અમ જેવાની આશ ધન્ય શેઠજી છે શાબાશ

કીધો સેવકપર ઉપકાર જાઓ સુખે છોડીને વીચાર

રજા લઉં છું હું શેઠજી હાલ, પાછો મળીશ આવીને કાલ

સુમ—જાઓ સુખેકાલે તમો મળજો, બોલેલા બોલ પુરા પળજો

અમો સ્વાર્થીઓ સારૂ લગાડી, કોક વખતે દે વાત ઉઘાડી

માટે હાલ એની સાથે જાવું, કાલે એકલો ચાલ્યો આવું.

કપટકળા— ( વાંચી હૃદયમાં ) એ રાહ

ચાહોને શેઠજી જુવો વીચારી

બેઠી ઝરૂખે એ ઝંખે બીચારી— ચાહો

વદન મનોહર નીરખી તમારૂ

જપે તુમ માળા છબી ચિત્ત ધારી— ચાહો

સ્મર તાપ તાપે થશે પ્રાણ હાની
પ્રેમજળ સીંચી દો વેલ સુધારી— ચાલો
આપ પધારી કરો તમારી
નાજુક બાળા છે બાળ કુંવારી— ચાલો

## પ્રવેશ ૪ થો.

સ્વાર્થદત્ત— ( છે જન પાલક ટાલક ) એ રાહ
શેઠ ગયા ગુણીકાના ઘર છોડી નીજકુળની લાજરે
શુભ શીક્ષા દેતાં શ્રીકાર, લાભ ન એમાં મળે લગાર
વળી એ કોપે અપરમપાર, બગડે મારૂ કાજરે— શેઠ
શ્રીમંતોની સાથે બેશી, કરી ખુશામત રાખવા ખુશી
કરે ગમે તે તેના ભોગ, મુજને એમાં શાનો શોગ
સાધી મીઠા ભાષણ જોગ, સાધી લેવું સાજરે— શેઠ
અમતુ બોલ્યો એ ગણીકાને તેથી ચહાશે આ બંદાને
ઠાલ્યું સાચું મેંતો લહાણુ, કરશે એ નક્કી વખાણ
થઇ શેઠને વ્હાલી પ્રાણ, ખુશી બંદા આજરે— શેઠ
જોધતો—મોહોકમો (આવી) (બોલ્ય અરે બેવકુફ) એ રાહ
જો—મો— ચાલ્ય ઝટ પાપી આ થાતુ અગાડી
નહીતો માર ખાઈ મરી જઈશ આંહી
સ્વાર્થ—મારમારી કીધો છે અધમુવો મુને,
પાય પડુ જાવા દો મુને ભાઈ

જો—મો— ચાલ્ય ચાલ્ય
શેઠની પાસે ગયા વિણ ક્યાં જઈશ
સ્વાર્થ—જાવા દો બાપજી હું ગરીબ મરી જઈશ
જો—મો— ચાલ્ય ચાલ્ય

સ્વાર્થદત્ત— ગીતી લાવણી.

લ્યો વીંટી જઈ મુકો કહી શેઠને કરાવીશ રાજી
બને તેમ બનવા દો સાર ન કાઢો કરતાં પતરાજી
કરશે તેવું ભરશે લેવું ન દેવું એમાં આપણને
અડે આભડે નાંહી દીલ વીચારો લાવી ડહાપણને
બને તેટલું કરવું, હરીધનને પેટ ની જ ભરવા
સ્વારથ શાને તજીએ, શીક્ષા દેવી નાહક શું કરવા
જો—આવી નીચ સોબતથી શ્રીમંતના બાળક જાઆં બગડે
સ્વારથ—જવા દે મુજને જમવા શામાટે મુજને તું અહીં રગડે
જો—ચાલ્ય સીધો હમ સાથે નહીતો જાણુ ધક્કા મુક્કી થાશે
મો—મન ગમતું જમવાનું ચાલ્ય જમાડુ જરૂર શેઠ પાસે

## પ્રવેશ ૫ મો.

સેજલદે ( મારીબાઈરે ) એ રાહ.
ફરવા ગયો છે સમી સાંજનાં સુમતી સ્વાર્થીઆ સંગે
સદા—રાત ગઈ પણ કેમ ન આવ્યો ? આભ્રણ પહેર્યા અંગે
ભાગાડગો તે પુત્ર તારો

સેજલદે—................દુષ્ટ પાપી સ્વારથીઓ નથી સારો
સ્વાર્થ—(નેપથ્યમાં)......... શાને માટે વગર વાંકે મારો
સેજલ—બોલ બોલ્યો સ્વારથીઆ જેવો
જોધતો—( નેપથ્યમાં ) ચાલ્ય શેઠની પાસે
સેજલ—જોધતો ક્યાંથી બોલ્યો અત્યારે
સ્વાર્થ—( નેપથ્યમાં ) મોડું મુજને થાશે
છોડો જવું છે જમવાને
મોકમો—માર ખાધા વીના તુ પાપી નહી માને
સ્વાર્થ—મુકો આવું નાહક માર મારો શાને
સદાફળ—સુમતીને મુકી ક્યાં આવ્યો કહેને બાળમમ ક્યાં છે?
મોકમો—દુષ્ટ બોલ્ય તારા મુખેથી વેશ્યાના ઘરમાં છે.
સેજલદે—જુઠું શું બોલે છે જા જા
મોકમો— નહી માનો શેઠાણી તમો રહયાં રાજા
જોધતો—ત્રોડી છોડી વખોડી કુળની માઝા
મોકમો—સ્વારથનીજ સાધન કરવાને ઉધી સલાહ બતાવી
વેશ્યાને વાસે મોકલીઆ લોભ શેઠ ભમાવી
સદા—સેજ—એવું તે કદી હોય જા જા
મો. જો—સોગનથી કહુ શેઠ તમારા વાત દાબવા માટે
વીંટી લીધી શેઠ ભોળવી લઇ લીધી હમે વાટે
પાછળ અયા નહી માનો......
સ્વાર્થ—વહી જાયે વખત મારો જમવાનો

સેજલકહે—બોલ્ય સાચુ ઓ પાપી તું રહી છાનો
ગીતી લાવણી

રાહુ ચંદ્રને ઘેર એમ શેઠ ગુણકાથી ઘેરાણા
શું ચાલે ત્યાં મારૂ પ્રેમ દોરે બંધાઈ હોરાણા
સદા—સુમતીની સંગતમાં રહોાર કદી નહી ચાળે ચાખુ કહુંછુ
સ્વાથ—કાંઇ વાંક નથી ગારો.
સોકુઓ—દુષ્ટ તને હું રોજ કહું જાઉછું
સેજલ—અરે ઘણું તેં ખાધુ, પણ ઓ ગરીબ ગોલા
ઘર ઘાલ્યુ

જા લઈને મુખ કાળુ
શેઠ—બેસવાનું સાચુ કાપ્યુ ડાળુ

## પ્રવેશ ૬ ઠો.

પ્રેમસેના—( મોહોલે પધારો ) એ રાહ
કરી પાવન મુજને આજ પીયુ પ્રાણ આપે પધારી
મારાં સરવ સુધાર્યાં કાજ પીયુ પ્રાણ આપે પધારી
કર્યું અંગ શીતળ શીરતાજ પીયુ પ્રાણ આપે પધારી
મદન હીંચોળે માણીઆ શેઠજી હાસી સાથ
તન મન સૌ શીતળ કર્યું ગણી પ્યારી પ્રીયે પ્રાણનાથ—પીયુ.
ચીનહર ચંદન વૃક્ષ સમ ગણી વ્હાલી આવેલ
વીંટાણી પીયુ પાસમાં થઇ પ્રેમની રેલમ છેલ—પીયુ.

શરદ ૠતુ અતી શોભતી ઉજવળ ચંદની રાત
સુખ કર લેહેરો પવનની વ્હાલા વીલસોછો ભલીભાત—પીયુ
મન મંદીરમાં રમી રહ્યા નહી જાવા દઉં ઘેર
અવ નવી રીતે ભોગવો માણો વૈભવ વિધિ વિધ પેર—પીયુ
તમ મન ધન સૌ આપતું અરપ્યુ દાસી થઇ આપ
સેવા કરૂ સંગે રહો પીયુ અવર પુરૂષ ભાઇ બાપ—પીયુ

સુમતીવીલાસ — ( હતો માને પેટે ) એ રાહ

પ્રેમ પરિક્ષા તારી જોતાં મુજને હર્ષ વધ્યો અતિશે
વિષ્મય પામ્યો ભારી જોયો નહી કો અન્ય તરૂણ વીશે
નીચ જાત ગણીકાની છતાં પ્રપંચ ન રંચ વશ્યો તુજમાં
સદાય રાખુ સંગે સાચો પ્રેમજ જાણ્યો તુજ મુજમાં

કામસેના ગીતી

ઘડી ન મુકુ ન્યારા માણો વૈભવ સુખ દીલ ભાવ્યું
સુમ—વાટ જોતાં હશે માતા હાલ ઘેર જઈને પાછો આવું

મરાઠી સાખી.

હાલ તુરત જાવાનું ઘેરે જઈ હવણાં હું આવું
વસ્ત્ર પોશાકને દરદાગીના સાથે લેતો આવું
પછી નિશ્ચીંત થઇ, કર હમેશ રહેવાનો અહી

કામસેના—( સાહયબા સલુણા ) એ રાહ

પ્રિતમ વિચારો મુજ વિનતી સ્વીકારો

પ્રેમી પાતળીઆ તમે (૨) ઘેર જવું નામ એ વીસારો
પળનો વિયોગ નહી સહન કરૂં હું
માફી હું કહી કહી (૨) પ્યારા મારા અરજ અવધારો
ધન દોલતને નવ ચહુરે, ગ્રહી સાથ નાથ પ્રિતીરસ પાંઓ
યોવનનાદાનને દઇ મારા છેલડા, હવે નહી જરી તલસાવો
ઘેલછાઇ છોડો જાવાની પ્રેમ ઘેલડા
પ્રિતે હસીને હસાવો—
અર્જદાસીની આ ઉર મહી લઇએ
સમજુછો શાણા કહો ઝાઝું શું કહીએ
સુમ—હવણાં હું આવું ન મન મુઝાઇએ—
કામસેના..................................પ્રિતમ

## પ્રવેશ ૭ મો.

જોઇતો— ( આઇ વેરી ગુડ બંગાલી )એ રાહ
શામાટે ઉઘાડયો પટારો વીચાર ઉર ન લાવો કંઈ
બાઇ ગયા છે બહારે બાપા ગજવામાં શું ઘાલ્યું લઇ
ઘરેણું કયાં લઇ ચાલ્યા સઘળું તસ્કરકેરૂં કીધું કામ
ગરીબ નાહક માર્યા જાશું મુકો પાછું આવું ઠામ
સુમતી— ( જાજા તુ કોણ મને કહેનાર ) એ રાહ

છેટો રહે મુરખ નીચ ગમાર
નીચ જાતી નોકરની છે તારી

નફકી ખાવાનો લાલ તુંમારી
જોડાના ઉચકનાર - છેટો
ઘર આખાનો માલીક હું છું
કોણુ મને કહેનારો તું છું
શીખ દેનાર, જાણ્યો ગમાર, નહી રોકાનાર
બંદા તો ચાલ્યા આ બહાર—છેટો

સદા— ગીતી

સુમતી ભાઇની સંગે કરે રકાઝક તું જોઇતા શાથી
જો—કરી ચોરીને ચાલ્યા લીધુ ઘરેણું બધુ મજુસમાંથી

સદાફૂળ— રાગ બનઝારો

ચીત ભડકે બળે મમ પ્યારી પુત્ર કપુત નીવડીઓ ભારી
સેજ—પહેલેથી વાત ન માની આખર થઇ તેથી હાની
પસ્તાવે પડી આવારી પુત્ર કપુત નીવડીઓ ભારી
જાણ્યું ન ઉઠશે અંગારો, જાણીએ નેમે સારો
કટુ બોલ કહ્યો ન લગારી પુત્ર કપુત નીવડીઓ ભારી
સદા-તેં વખાણુ કીધાં ભારી પણ ચાલ્યો ચાલ ન સારી
કરી સોબત તેણે નઠારી પુત્ર કપુત નીવડીઓ ભારી
દાગીના ચોર્યા તમારા ઉરમાંહી ઉઠે અંગારા
કંટાળી બેઠા હવે હારી પુત્ર કપુત નીવડીઓ ભારી
સેજ-ઉરમાંહી અતી મુઝાવું હવે ઘડપણુમાં શું થાવું

કરી બેઠા વેશ્યા યારી પુત્ર કપુત નીવડીઓ ભારી
બેઠા સૈ લજ્જા ગુમાવી કોપે ગુસ્સો ઉર લાવી
દેતાં શીખામણ સારી પુત્ર કપુત નીવડીઓ ભારી
સદા—ઘરમાંહી કદી નવ આવે મન ધાર્યું કરતો ભાવે
સુખે રમે જારી વીજારી પુત્ર કપુત નીવડીઓ ભારી
ધન મીલકત ઘણી ઉડાવી હવેલી હરાજ કરાવી
કીધો મુજને લાચારી પુત્ર કપુત નીવડીઓ ભારી

## પ્રવેશ ૮ મો.

કામસેના— ગાયન.

( પંથે પરદેશી ) એ રાહ.

જોઇ રસીયાના દેદાર, દિલે હરખાઉ.....હું
વચને વળી આવ્યા વ્હેલા, ખુશી થાઉ...હું
પલક વરસ સમ લાગતી, કલાક જુગ સમાન
વિયોગ વન્હી નવ સહુ, થાય પ્રાણની હાણ—
થાતાં આકુળ વ્યાકુળ તન મન મુંઝાઉં.....છું.

સુમતી—સાચો પ્રેમજ તાહરો મુખે ન વર્ણવ્યો જાય
સત્ય પ્રેમ તુજ જોઇને ઉર અતિ હરખાય.

કામસેના—આવો પ્રેમ સદા ઉર ધરજો, ઉર ચહાઉ...છું

સુમતી વીલાસ—( પ્રિયા બીના મોરા )એ રાહ

લીયો પ્રિયા દાગીના આ લાવ્યો છુ તમ માટ (એટેક)

આ છે સર્વે આપ્યું રે, નોકરે તો જાણ્યું રે
જાણ્યું તેણે છતાં આપ્યું કરી જુદો ઠાઠ—લીધો
બાપાજીને કહેશેરે કીધા વીણ ન રહેશેરે
જઈને હું હવણા આવું જોઈ સઘળો ઘાટ—લીધો

કામસેના—  ગાયન

( નથી જગતમાં સાથ )એ રાહ.

નહી જાવા દઈ પ્રાણ, જશો તો થશે પ્રાણની હાણ;
શીદ નાહકમાં કકળાવો પ્યારા, બની પ્રેમ અજાણ
પળનો વિયોગ સહન ન થાયે, જાવા ન દઉં લગાર
જાશો વાલમ તરછોડી તો, વિણ મ્હોતે મરનાર;
અંતરમાં કાંઈ કાંઈ થાતું, વિયોગ બાણે વિંધાતું;
સુણી જાવાની તુમ વાણ, નાડી નાડીથી તુટે પ્રાણ

સાખી

આંતરઃપુરમાં બેશીને માણો એશ આરામ,
પ્રિતી રસ પીને પાઈએ, મુકો જાવા નામ,
નર મારો વિયોગ બાણ—નાડી નાડી૦—નહી.

સુમતી વિલાસ—  ગાયન.

( ચેન ના પડે દર્શ પીયુ વિનારે ) એ રાહ.

પ્યારી નવ વદુ વાત હું જવાનીરે
જાવાની વાત, કરે તુજ ઘાત રહું તુજ સાથ, દિનને રાત
શું પછી કહેવાનીરે—પ્યારી.

કામસેના—અગણીત મિત્રુ પ્રેમ ગણતરી ન થવાનીરે
આણાધાર ! જોઇ દેદાર ! હર્ષ અપાર ! શાણા સરદાર
સંગે રંગે રહેવાનીરે—
સુમતીવિલાસ—...............પ્યારી૦—

## પ્રવેશ ૯ મો.

સેજલદે— ગાયન.
( પ્રિતીના પંથનો ગ્રંથ ગુંથેલો ) એ રાહ.
ચતુર કહો વિવેકીને શાણો બન્યો મુરખ સરદાર
વેશ્યા ઘરે રહી નામ ડુબાવ્યું, ગુણી એ બન્યો ગમાર
સદાફુળ—
સમજણ વગર દીધી સ્વતંત્તા, તેનો આ પામીએ સાર
અનિતિ કરતાં ન રોકયો જરીએ પસ્તાઉ પારાવાર
નીચની સોબત થતાં તે વંઠયો નીંદાય જગમાં અપાર.
વેશ્યાની સોબતે ચઢીને તજ્યો શ્રાવિકનો કુળા ચાર.
સેજલદે— સાખી.
ધર્મ કર્મ ભુલી ગયો, ભુલ્યો ચિત્તનું ભાન
લક્ષણ શુભ દીધાં તજી, બની ગયો હેવાન
જીન મંદીરે જાવું તજીયું તજયો જગત વ્હેવાર—
સેજ— ત્રીતાળી ચોપાઇ.
જાણું થયું તું આવ્યો ભાઈ દઉ શીખ સુણ તું આંહી

સુ—માજીએ વાત જવાયો સૌ શીખ પાસે રહેવા દો
હું તો બકવાથી બાઝુ ધરાયો કહેવા છેવટ બોલ એ આવ્યો
નાહક માંથું ફોડો વારંમવાર માટે ચાલ્યો હું તો હવે બહાર
સેજ—જાત વણીક નહી નાકાર એમાં કહેવાય નહી કાંઈ સાર
છેક ગાંડા થવું ભાઈ છોડો જરા ડહાપણમાં ચિત જોડો
માટે બેસોને મોડું જવાશે એમાં ડાહાપણ તુમ કહેવાશે
સુમ-માજી ડહાપણ જોઈ એન જરીએ આપવીચાર દીલમાં કરીયે
રોકો પણ નહી રોકાનારો જાણું ને જાણો જનારો
સાઠી નાઠી છે બુદ્ધિ તમારી તમે મુકાવી લજ્જા મારી
સદા—કુળ બોળુ શીદને કુળ બોળે.........................
સુમ.......................... .........શીદ ચઢી જાઓ વંટોળે
વાત સત્ય વદીને જાઉં હવે ઘેર કદી નહી આવું
સેજલદે— ( મળે કયારે પ્યારી મારી ) એ રાહ.
કહો નાથ હવે શું થાએ, મુજ અંતર અકળાએ—કહો
દુઃખી દીલના દુઃખો દગારો, બાળે દીનને રાત;
બધી કાઢી જાતને ભાત, નહી ચિત્ત શાંન્ત, બળે ઉર
લાહચે - કહો
વેશ્યા કુછંદે બગડયો અતિશે, ભુલ્યો નિતિ વિવેક;
તજી દીધો ઉત્તમ ટેક, છકી ગયો છેક, સામો હવે થાએ-કહો
છેવટ જાઓ નૃપતી પાસે, કરો કાંઈ વીચાર;
જાઓ જલદી રાજ દુવાર, પામશો સાર, અવરન ઉપાયે-કહો

## પ્રવેશ ૧૦ મો.

સુભગા— ( ઝીંતાળી ચોપાઇ )

સુણો પ્રીતે તમે પ્રાણનાથ લાવો વીચાર ઉરની સાથ
લાડકવાઇ લીલાવતી બેના, યોગ્ય ઉમર થઇ પીયુ એની
પત્ર વેહેવાઇને મોકલીઆ તેના ઉત્તર નહી કંઇ ફરીઆ
બન્યા ગર્વે હશે વાલ્હા જેમ નવ ઉત્તર આપે કેમ ?
સોમ—આવ્યો પત્ર વેવ્હાઇનો આજ લખ્યો વીચાર સજીને સાજ
લગન લેવાનું હવે જણાવો લખે ઉત્તર તે મોકલાવો
ઉત્તર આવેથી વીચાર કરશું રૂડું લગ્નનું કામ આદરશું
તેડાવું જોશી આણે ઠાર કરવા લગન દીવશ નીરધાર
રૂડા મંડપ રચાવું પ્રિતે જોઇ વેવ્હાઇ હરખે ચીતે
હાંડી તકતા ઝમરૂખ છાટ કરૂ મંડપનો રૂડો ઠાઠ
કરી જમણ રૂડાં જમાડું તારા કોડ સઘળા પુરા પાડું

## પ્રવેશ ૧૧ મો.

સહારૂળ— ( સોરઠી ગજલ )

આવીને રાજ હજુરમાં વદુ વચન હુતો દીન થઇ (એટેક)
ગુણીકા રહી ગુણની ભરી છે શત્રુ મમ ખરે ખરી
મમ પુત્ર ચિત્ત લઇને હરી રાખી બેડી છે ઘેર લઇ-આવી
નીજ પ્રેમમાં ગાંડો થઇ છેકજ ગયો છે તે વહી
ગાંઠે જરી હમને નહી કરૂ અરજ હું આવી અહી—આવી

હુકમ કરીને તે પરે મમ પુત્રને આણો ઘરે
કરો મહેર હું દુઃખીપરે તે વીણ ઉર આરામ નહી—આવી

કનકસેન— ( ભરથરી જાતા ) એ રાહ

જુવો નગર શેઠ (૨) લીયો વીચાર ઉરમાં ધારી
વાત તમારી છે ખરી પણ જોર ન એમાં લગારી
પર વાવેતર (૨) ચરે ઢોર આપણું જઈને
ખેત્ર ધણીને દંડવો કહો રાજથી શું કરીને
બની મુર્ખ અતી (૨)નીજ હાથે કુવે જઇ પડશે
વાંક તહનો શેઠજી કહો રાજ તને શું કરશે
તુમ પુત્ર જઈ (૨) વેશ્યા આવાસે ફસીઓ
શી રીતે કરવું કહો બની બેઠો એ રંગ રસીઓ
નહીં વાંક ગુનો (૨) ગણીકાનો તેમાં કાંઇ
દંડાએ શી રીતથી તમો વીચારો મનમાંહી
કરૂ કામ તુમ (૨) ચાલો તુમ સંગે આવું
હુકમ નહીં ચાલે જરી કોઈ રીતેથી સમજાવું
સચી-ગુણીકાને ઘેર (૨) હજુર ઘટે નહી જાવું
દીયો હુકમ તમે રાજવી, પળમાં અહીંઆં બોલાવું
કનક-જઇએ આપે (૨) નહી ન્યાય વિરૂદ્ધ આચરવું
વગર ગુન્હે નહી કોઇનું કદીએ દુઃખી દીલ કરવું
સદા-કૃપાળુ કૃપા (૨) દીન શેવક પર છે કીધી
ઈનસાફી અદલ મહારાજ અરજ ઉર લીધી

વીદુ—આપો આજ્ઞા (૨) એક અરજ છે પ્રભુ મારી
સચી—સુખે વીદુષક વર્ણવી દે કર્ય અરજી ઉચ્ચારી
વિદુશક— ગાયન.
( જુવો છ તે ઘણી રંડાપો ઓ નાથજી ) એ રાહ
શું કહું મુજ દુઃખની વાત ઓ બાપજી, રાંડનું જોર નમાય
કરે કજીઆ હમેશાં હું થાકયો એનારથી, ઘોડી ઘોડી મારવાને ધાય
વંતરીના પેઠે આવીને વળગે, રાંડ દાતણ કર્યા વિના ખાય
છોકરાંને છૈયાંને નિત્યે બચુડે, રાંડ ગંધાતી કદીએ ન નાહય
પાડા પાડોશીઓથી બાઝે હમેશાં, રાંડ બુડણીની પેઠે ન્હાય
પુવડ રાંડની એ વાત ઉચરતાં, રાય ઉઠે હૈયામાં લાહ્ય
લે રોજ છાજીઆં, લોક જોઇ લાજીઆં
હાય તને, ઓય તને, હાય તને હા હા હાય-શું

## પ્રવેશ ૧૨ મો.

કામસેના— ગાયન.

( સુંદર શામળીઆ ) એ રાહ.

પ્રભુજી પધારી પાવન કર્યું ઘર મારૂં
સુજને અવધારી ધન્ય ભાગ મુજ ધારૂં-પ્રભુજી
નાથ પ્રજાના આપ પધાર્યા, કારજ સારાં સર્વે સુધાર્યાં
બુંદી હર્ષ તરંગ વધાર્યા, પાવન કીધી પગલે તમારા
હુકમ કરો શિરધારૂં—પ્રભુજી

ગુલામડી હું નાથ તમારી, કરો કૃતાર્થ હુકમ શીરધારી
હાજર હજુર નથી દુર લગારી, હુકમ ઉઠાવું હવે ભારી
કરી કૃપા ન વિસારૂ—પ્રભુજી

સચીવ— ( રાજાની સુચનાથી ) હાદરો

સોંપો પુત્ર શેઠનો વારાંગના વીચાર કરી, રે જરા વીચાર કરી
વારંગના વીચાર કરી, સોંપો પુત્ર શેઠનો વારાંગના વીચાર કરી
જાત કપટી જાણો વણીક ભરૂસા લાયક નહી જરી
સાંધ્યો તેથી સ્નેહ કહો આપે શું વીચાર કરી—રે જરા
વગર પ્રિછે સ્વાર્થી જાતી ભુલથી વરી
એહ વીણુ અન્ય મળશે જુવો દીલ વીચાર કરી—રે જરા
રાજાજીની ભેટ લ્યોને સોનૈયા આ પ્રિત ધરી
મહીપતીનું વેણ આ વીચારો દીલ જરી—રે જરા

કામસેના— ગાયન.

( રાગ ક્ષત્રી કલંકનો )

શાણા સચીવજી બોલ્યા આશી વાણુ—
એ વાત બનનારી નથી રે
લેવા ધાર્યા દિન અબળાના પ્રાણુ—
એ વાત બનનારી નથી રે
મહા મહેનતે મળ્યો છે પ્રિતી સંગ—એ વાત.
તે શું કરાવવો મારો તમે ભંગ —એ વાત.
એહ રસીલાનો રસ શું સુકાય —એ વાત.

એક પળનો વિયોગ ન સહેવાય —એ વાત.
આવો અધટીત દેવો ધાર્યો ન્યાય —એ વાત.
તોતો પૃથ્વી રસાતળ જાય —એ વાત.
માહારાજ રાખો માફ આ ન ઠીક —એ વાત.
રાખો પ્રભુજી તણી ઉર બ્હીક —એ વાત.
જાણ્યા જાણ્યા તમો નગરના શેઠ —એ વાત.
પુત્ર મારે પહોંચી વળ્યા હુશો ઠેઠ —એ વાત.
રાય ન્હાય તો દીએ ભલે અન્યાય—એ વાત.
મીન જળથી ન જુદુ રહે કહાય —એ વાત.
પ્રાણ કાયથી ન જુદા રહે કોઇ પેર—એ વાત.
શેઠ સીધા સીધા ચાલી જાઓ ઘેર—એ વાત.

સચીવજી—કામસેના ગાયન.

( છોરાને કુંવર મારા હાથને ) એ રાહ.

સચીવજી—હઠને હઠીલી તજો હવે

ધાર્યું કર્યું તે કૃપાનાથ—હઠને
જાણ્યાં તમોને પ્રેમ ઘેલડાંરે, જોયા પ્રેમીના દેદાર
રાજી કરીને સરકારને તજીવાર કર્યા તૈયાર

કામસેના—આવે કેમ વિસવાસ.

સચીવજી—.................................. હઠને

કામસેના—કહું વિસવાસ કેમ શેઠનોરે જાણું સ્વાર્થીની રીત
અળગા રહે સારી સ્વાર્થને, જાણો સચીવજી ખચીત

સચીવજી-.............................................. હઠને
કરાર કરાવું પાટો શેઠનોરે, નહી જુઠો તે થનાર
પરણીને ઝટ તે પાટો વળે, સંગે સંસાર સુધાર્ય-હઠને
સાકી સાખી.
કાંમસેના-અવધિ ઉપર ઘડીએક જાયે, તો મમ મૃત્યુ થાયે
તુમ વચનનુ માન રાખુ પણ, હઉ તમ શીર હત્યાએ
કરાર જો જુઠો કરે, સ્વારથી જા સ્વારથમાં ફરે.

## અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

ગાનારીઓ:- ( સુંદરવરની ચુંદડી ) એ રાહ
લખી મોકલ્યો લીલાવતીએ પત્ર પ્રિતમ આવાસ
આતુર ચીત અતે માહ્યવરરે શાણા શેઠજી સુમતીવીલાસ
પીયુજી પધારજો એટેક
જોઇ-કદી થાશે પોગળ સા પ્રકાશ વીઘન આવે લગ્નમાં
મોહ-આપણે તો જમવાની આશ, જઇએ હોંશે લગનમાં
શા માટે થવું નીરાશ, જઇએ ઝટ લગનમાં
ગાના-નવ પલ્લવ ધારી રહેરે રૂતુ વસંત જેમ
નવ યોવન હું વેલડીરે આપ વૃક્ષ ચંદન જાણું એમ-પીયુ
જોઈ-ક્યાંથી જાણે છે ગુણીકાથી પ્રેમ જઇએ
મોક-જમતાં પેટ થશે નાડુ હેમ-જઈએ
ગાના-પરણી સર્વ વાતનારે પુરે મનના કોડ

વીષ્ણુ લક્ષ્મી સમી થશેરે જાણે રામ સીતા સમજોડ-પીસુ
જોઇ-પણ છે એક મોટી ખોડ-જઇએ
મોહ-તેમાં શાની કરે માંથા ફોડ—જઇએ
સુખે જમને જલેબી સજોડ-જઇએ.

## મંગશરણો.

### ગીત.

ઢોલ ઢમક્યાને વર વહુના હાથ મળ્યા,
ગુણવંત પ્રતી પ્રીયા જોડ મળ્યા.
જેમ દાનની સાથે જસ ઉજળાં,
એમ વરને કન્યાના હાથ મળ્યા.
જેમ હીરો તે કુંદનમાંહી જડયો,
વર એવો કન્યાને હાથ ચડ્યો.
જેમ સાગરમાં નદી નીર ભળ્યાં,
એમ વરને કન્યાના મનડાં મળ્યાં.
જેમ ઇંદ્ર ઇંદ્રાણીની જોડ ભળી,
એમ વરને કન્યાની જોડ મળી.
આજ મોતીતણા મેહુલા વરસે,
આજ સુરજ સોનાતણો દરસે.
રતનાકર રેલ્યો આનંદને,
સુણી ખુશી સહુ થાઓ સજજનો.

ચોપાઇ ત્રીતાળી

મો.—જાઓ ગોત્રજ ને વધાવોરે

સુભ—........................મારાં પાપડ વરને હ્યો વ્હાલો

મો—મારી દક્ષણા મુજને અપાવોરે........................

જોષ—........................જાઓ પારેખ આને પતાવો

સુભ—વ્હેનો જોયુ જમાઇ સુળચંદરે આજે મનને છે પુર્ણ આનંદ

દાન લીલાવતીનું દીધુરે પ્રીતે સુમતી વીલાસે લીધુ

પ્રિતે જમાડયો વ્હેતો કંસારરે, રૂડી કીધી ઉપર ઘૃતધાર

મો—જોડું જુગમાં અવીચળ થાયરે હવે જાનને કરો વીદાય

# અંક ૩ જો.

ગીતી

સુગુ–શાણીગમા સાહેલી લીલાવતી જાવાની સાસરીએ
લીલા–સખી સુલક્ષણી શાણી ગાઇ ગીતને આનંદ ઉર ધરીએ

સાહેલીઓ— ગરબો. સાખી.

શીયળ સુધારસ સાગરા ગઇએ ધારી પ્રિત

જ્ઞાન સાથ ગમત મળી સાંભળજો એક ચિત્ત

ચાલો ફરીએ સખી સઉ સાથમાંરે

રાખીએ શાગળ રતન ન્હેનો હાથમાંરે

અવર પુરૂષ તાત ભ્રાતરે સાહેલીઓ—ફરીએ.

સાખી.

પતિની શેવા પ્રેમથી કરવી દિનને રાત

દુર્ગુણ સઘળા દુર કરી વસવું પતિ સંગાથ
વચન પતિનું ઉત્થાપન ન કરવું
જુઠ વચન કદી નહી આચરવું
પતિ દુખે સખી દુઃખી થવું રે લોલ
ભવ રત્ન મધણુ એળે જવું રે લોલ
રાખજો પતિને આનંદમાં—પતિ.

સાખી.

ઉત્તમ કુળ દીપાવીએ, માત તાતની લાજ
એમ સંભાળી વર્તીએ, કુડુ ન કરીએ કાજ
સહાય કરે દેવળી ભગવાન, શીયળવતી નારનેરે
કે: જન્મ મરણનું દુઃખ, કરે ભવ પાર તેરે;

ગાયન.

( મમ માત જાઉં હું ભણવા ) એ રાહ.

સાહેલી—જરા કામસર જઇ આવું લીલાવતી વ્હે....ની
સર્વે— ઉભી રહે આવીએ સાથ જાય કયાં કહે...ની
લીલાવતી—સૌ જાશો ?
સર્વે— ન મુંઝાશો.
વિણ કામ હમો કેમ જઇએ, ચિત્ત લહે...ની
બાલબા—બાનુ જરા હું જઇને આવું, માત મને બો-
લાવે...........રે
લીલાવતી—મુકી મને તમે ચાલી જશો શું

લાલબા– ગુસ્સે થશે વધી જાવેરે
લીલાવતી—જાયો ચાહી ! બ્હેની વ્હાલી ! ઉભાં રહો
આવું સાથ
લાલબા આવી હું રહે...............ની
( લાલબા જાય છે સુમતી આવે છે )
સુમતી લીલાસ આ આવ્યો કૂક્કડ દિલદાર જાય છે
શે.............................ની
સેજલદે ગીતી
વ્હાલાં વ્હેવણ આવ્યાં લાલ કહું ક્યાં છે બાલી તારી
લી–છોડો મુજને જવાદો મૂકો પાલવ મા આવ્યાં મારી

ગાયન.

( દારા દાડી દાડી દાડી )

સુમતી– વ્હાલી ખોટાં ખોટાં ખોટાં મ્હાનાં શું લીઓ
લીલાવતી-- ભલે જાણો ખોટાં પણ મુને જાવા દીયો
સુમતી–પ્રેમ પાન કરવા હું આવ્યો શું તું નહી દેવાની !
જાવા છેરી વાત મુકીને શું નહી રોકાવાની–વ્હાલી
લીલાવતી ......................................ભલે.
ધરતાં ધીર નથી આવડતી, મૂકી દોને હઠને
લોક લાજ ના હોયે વ્હાલી, નીચ મુરખ નર શેઠને; ભલે.
સુમતી .......................................... વ્હાલી.
લોક લાજને જરી ન જાણું, છે અધરામૃત પીવું

પંચની સમક્ષ ઝાલ્યો પાણી, કહે હવે કેમ મ્હીવું-વ્હાલી
લીલાવતી—......................................ભલે
જાવા ધોને ઘણું થયું હવે સખીઓ મારી આવી
સુમતી—એમ નહી સટકી જવાતુ ઉંધુ મને સમજાવી-વ્હાલી
લીલાવતી......................................ભલે
વળગો નહી અળગા રહો હું થી દેખો દ્વાર ઉઘાડાં
સુમતી—અંતઃપુર અહીંઆં છે કરવું લે કરી આવું આડાં
લીલાવતી—શાણી શપડાવી પણ ચાલી રોકીના રહી
સુમતી—ઠગણી ઠગીને શું ચાલી !
લીલાવતી.....................નિર્લજ થાઓ નહી.
સુમતીવીલાસ— ગાયન
( મને મુખડુ દેખાડો બોલો મોહન ) એ રાહ
ગઇ તર છોડીએ રાડ ખરી, નહી બનશે એની સાથ જરી
છળ બળની લાગે પુરી ભરી, નહી લેશ વાત મમ ઉર ધરી
વળગાડયું વેંગ નહી ફેર જરી, નિજ પુર્વને પાપે મુજનેવરી
નવ ચાહું હું એને ફરી, મુકીએ સાચી મમ સુંદરી
.વન મદ રૂપ ગુણ ભરી રડતી હશે મમ વિયોગ ધરી
ખાંન પાન તજી બેઠી હશે, જોઇ વાટ મમ હૃદયેશ્વરી

## પ્રવેશ ૪ થો.

ગાયન
( મારી પ્યારી અરે શું કરતી ) એ રાહ

પ્રિયા મારી ખરે હા ! મુંઝાતી હશે,
વિયોગ દુઃખે રીબાતી હશે—પ્રિયા
એ સમ નાંહી અવર કોનારી,
મોહીની સાચી વશી તે વિશે—પ્રિયા
વેંગ આ વળગ્યું ચિત્ત જોઈ સળગ્યું,
એ સમ પ્રેમ ન આમાં દીસે—પ્રિયા
જલદી જાઉં નહી રોકાઉં,
પ્રેમ અધરામૃત પાઈ પીશે—પ્રિયા
નિદ્રા નહી હોય લેતી રસીલી,
હશે ઝબકતી તે પ્રેમ મીશે—પ્રિયા
હાલજ જાઉ રાંડ છો રોતી,
એના વિના જગ સુન્ય દિશે—પ્રિયા.

## પ્રવેશ ૫ મો.

કામસેના— ( કાફી જીલ્લો ઠુમરી )

સખી પ્રાણ ગયા મુજને વીસરી હવે મેળવું તેમને કેમ કરી-સખી
વીરહ સતાવે એ વાલમનો ચીતડું મારૂ ગયાએ હરી—સખી
પ્રાણ કાઢું એ પ્રિય વીરહથી પરંણી મુજને ગયા વીસરી-સખી

લીલાવતી— મરાઠી સાખી

રડતી મુકી રામા પતિ શું, પહોંચ્યા વેશ્યા પાસ
આશા ભરેલી આવી પ્રીતમ, દગાથી કરી નિરાશ

હવે મમ શું થાશે, વિયોગથી તન આ ત્રાસે-હવે

ગાયન.

( કંથ વિણુ હાય હું છું હેરાન ) એ રાહ.

પતિ વિણુ હાય બની બે ભાન, ભુલી ચિત્તનું ભાન-પતિ
ચરણયઃ સંગે રમવા રંગે, ધાર્યો અતિ ઉલ્હાસ
તરછોડી વેશ્યાઘર વશીઆ, દિધો ઉલટો ત્રાસ -પતિ.
અલબેલા છેલા પ્રિતમજી ! સંગે રમવા રગ
આશ ભરેલી આવી સાથે પણ થઇ આશા ભંગ—પતિ
અંતરની ઉઠી ઉર્મીઓ અંતરમાંહી સમાય
જીવિત વ્યર્થ પતિથી તજાતાં ચર ચર જરે ચિત લ્હાય
કામસેના—( પ્યારથી પ્યારે પ્યારી ) એ રાહ
કપટ—પ્રેમથી પિયુ પ્યારા ભેટ સખી જો આવે રસીકવર
કામસેના--ક્યાં છે રસીક વર કાંઇ સખી મારી
કપટ લાંબી નજરથી જો તું નીહારી
કામસેના—દેખાડ ભેટો અધિરી
કપટ– ધીરી સખી ધીરી
ચાલે ચાલ અમીરી
જો આવ્યા ભેટો હરખભર..........પ્રેમ

( સુમતી વીલાસ આવે છે )

કામસેના - પિયુ નમેરા ન થઇએ કદાપી

સુમતી—પ્યારી નમેરો ન બન્યો અધાપી
પરણી સંધે ન પલટાણો
નમોઢે લોભાણો
શુ તું માં તણાણો
કામસેના—પ્રતિતિ છે પ્યારા પ્રિતમવર

## પ્રવેશ ૬ ઠો.

સદાફૂળ - ગજલ

લાજ આબરૂ ગુમાવી એ છટેલથી લાખનો તે કાખનો બન્યો
વંહેલથી—
ઉત્તમ પર્વ દીવાળીનું આવ્યું છે અહીં તેડવાને જાઉં પણ
નહી વહુને મોકલે—લાજ
સેઠ—સાસરામાં જાણી ગયાં પુત્ર કપુતને તેથી નહી
મોકલે એ વહુ સપુતને—લાજ
સદા—લોક લાજે જાવું પડે તડવાને વહુ........................
જોઈ—.........જોડી લાવ્યો ગાડી ચાલો ખાટી હું થઉ

## પ્રવેશ ૭ મો.

સોમદત્ત— રાગ આશાવરી

જમાઇના ગુણ જોયાવીના પરણાવી મેં બાળ
સુભ—કુળ જોઇ કાગ કંઠ નાંખી મોતી માળ
સુશુ—લોક લાજે આવ્યા વેહેવાઇ તેડવાને કાજ

સોમ—હાલ નથી મોકલવી વાળ્ય પાછા આજ
સુયુ— ( ગુર્જર ગુણુ જ્ઞાન ) એ રાહ
ભત્ર બાળ્યો છે ગુજ ગરીબ સગી, કીધી છે અતિ
દુઃખઆરી
શું વેર હતું તે કીધી દુઃખી જે હતી પરમ સુખીઆરી
ગુણવંતી શુભ ગુણ ધારી, એ સતી શીયળવતી ભારી
એ રમ્યબાળ અનુરાગવતી સુગુણે ખીલી મનહારી.—ભ૦
શું સાર જડયો તમને તેમાં મારી બાળાધીકારી
ગઇ ઉમેદ તેની મારી, કહો તમને શું શ્રેકારી
સંસાર કાંઇ પીછાન્યો નહી બેટી એ બની બીચારી—ભ.

## પ્રવેશ ૮ મો,

લીલાવતી -( આ શું બોલો આ શું બોલો ) એ રાહ
શું દુઃખ ભાખુ, શું દુઃખ ભાખુ, રે સખીસમ શું—
નવ ઓઢાય કે પથરાય, બાગી જીંદગી વ્યથા જાય—સખી
નીર વિનાની માંછલી, ચંદ્ર વિનાની રાત
પતિ વીનાની પ્રેમદા તેવી, અંતર દુઃખની ઘાત
માન અવરજનનનું શું કરવું, વિના સખી એક નાથ
અપમાનીત પતિથી થતાં સતી, ઇચ્છે મરણનો સાથ
વેશ્યા ગણી વાલી, મુકી ગયા ચાલી, એ દુ:ખ કેમ રહેવાય
સંસાર સુખ ન સ્વપ્ને પીછાણ્યું, કહે હવે શું થાય—

લીલાવતી— ગાયન.

( નાથથી નીરાસ થઇ ) એ રાહ

પ્રાણુથી તજાઇ ગઇ (૨) સખી હું શું કરૂ—
નિકળ્યા વ્યભિચારી પતિ, જાણી મુજ બુરી ગતી;
મન મહી મુંઝાઈ અતિ, મ્હોત વીણ મરૂ—
સાસરે ગઇ સુખ આશે, તજી ગયા પીયુ વેશ્યા વાસે
એવું જાણી તન ત્રાસે, પ્રાણ કેમ ધરૂ !

## પ્રવેશ ૯ મો.

સદાફળ— મરાઠી સાખી.

કપુત કુંવર પાકયો કુછંદી નામ ડુબાવ્યું મારૂં
લાજ આણરૂ હલકી કીધી જીવિત વ્યર્થ કર્યું ધારૂ
સુઝે નહી કાંઇ આરો ભવસાગર લાગે ખરો
અંગારોએ ઉઠયો કુળમાં મુજ પેટે શીદ પાકયો
ઘણું કર્યું પણ રહયો ન વશમાં હું એનાથી થાકયો
ખોઇ લજ્જા મારી હવે કરૂ શું આ દેહધારી

સદાફળ— ( મુંઝાણી મધ્ય દરિએ બેરાણી ) એ રાહ

પુત્રએ કયાંથી આવો પાકયો, હવે મુજ શું થશે રે
અરે હું તો એનાથી થાકયો, હવે મુજ શું થશે રે
નામ ડુબાવ્યું મારૂ, હવે કરૂ શું હાય
નામ જતાં કાંઈ નવ રહ્યું. અંતર ઉઠે લાહ્ય

કાંઇ ન સુઝે હું પ્રભુ, શરણું આપો તમે વિભુ
અશરણ શરણ તમો દિન બેલી–હવે મુજ
પુત્ર જોઇ જીવ રીઝીઓ પામ્યો અતિ આનંદ
કુલાંગાર તે નીવડતાં, પસ્તાયો, મતિમંદ
નાંખ્યો દુઃખ સગારમાં ઠેલી, હવે મુજ

## પ્રવેશ ૧૦ મો.

સદાફળ— મરાઠી સાખી.

ખબર શું આપું શેઠજી શાણા તનક આ ચીરાએ
વંઠી જાતાં છેક જ તેને ઉર બળે અતી લાહા
નવ સુઝી મતી ભત્ર બાળ્યો સત લીલાવતી

લીલાવતી – મરાઠી સાખી.

જીવનાં કર્મો જીવ ભોગવે તેમાં દોશ નથી તમને
પુર્વે કીધેલાં તે આવ્યાં આ ભવ ભોગવવાં અમને
દોશ તુમ નવ જાણું, પુર્વેનાં સંચિત પરમાણું

સદાફળ રાગ ઉપરનો

સુજ્ઞ બાપની સુજ્ઞ બાળકી સતિ ત્રધારી શાણી
ધર્મ કાર્યમાં પ્રવિણ પુરણ ડાહી અને ગુણ ખાણી
વળી અતિ પુન્ય શાળા, ઘરને દીપાવવા વાળી

સદાફળ—લીલાવતી – ગાયન

( જાહેર આશા છે જોગી તમારી ) એ રાહ.

મહાકૂળ—સુકુળ વધુ તમે જુઓ વિચારી
ધારી લાચારી અમારી સ્વીકારીને
દુઃખ અમ કાપો સાંત પધારી સુકુળ
કરતાં કાંઇ ઉપાય, પ્રભુજી કરશે સહાય
દુઃખ સૌ દુર જાય, સુખ સુર ઉદે થાય
આનંદે રહો જેથી સંસાર સુધારી—સુકુળ
કંઈક ઉપાય કરો, જેથી સુખ શાંતિ વરો
દુઃખી દાઝ દિલ ધરો, ઉપાધી હમારી હરો
બુદ્ધિ વંત બુદ્ધિ બળે તજાવો લાચારી સુકુળ
લીલાવતી સાચું સસરાજી કહ્યું તે સહુ મેં ઉર લહ્યું
યત્ન કરૂ હીમ્મત ધરી પ્રભુજી કૃપાને વરી
પ્રભુજી કૃપાએ હઉં પતિને સુધારી
મહાકૂ :— ........................................ સુકુળ
ધરમ પસાય થકી છે હ થવાની નક્કી
આદરો એવા ઉપાયે જેથી કાર્ય સિદ્ધ થાય
વધુ કહું શું તમોને ઉચ્ચારી—સુકુળ.
લીલાવતી—અકળ છે ઇશ ગતિ પંગાયે ન મનુષ્ય મતી
હવે ન વિચાર કરૂ આપ સાથે પરવરૂ
મહાકૂળ—તો તો જાણું કે કીધાં અમને આભારી—સુકૂળ

ગાયન.

લીલાવતી— ( અરે આ અબળાનો પોકાર ) એ રાહ

દ્યો માત રજા આ વાર શોક નવ ચિત ધરોરે
થશે ફતેહ જય જયકાર દિલે શાંન્તિ ધરોરે
ધર્મ પ્રતાપે વિજયજ મળશે મા.........તા બારે
છે દુઃખ નિવારણ નાથ સકળ ક.........ષ્ટોને હરે
દ્યો રજા કરો વિચાર..................દ્યો.

( પ્રેમનો કોલદીધો રાજકુમાર ) એ રાહ

ગુણ-બ્હેન તુને સહાય કરો કીરતાર શુભ સુખવરો આવાર
સખી મમ પ્યારી પ્રાણ આધાર બ્હેન

લીલા-સખી શુભ આશીશથી, ફળે સકળ મમઆશ.
ગુણ-સ્વામીને સખી ભોળવી લાવી બાંધ જે પ્રિતીનો પાસ-બ્હેન
લીલા-સખી દીયો ને રજા હવે તો દિલ મુજ દોડી જાય
ગુણ-ધીરજ ધરીને ફતેહ કરજે, થશે અરિહંત સહાય-બ્હેન

## પ્રવેશ ૧૧ મો.

લીલાવતી— ( જા જા તું કોણ મને કહેનાર ) એ રાહ

બનું કાળી નાગણ ડંખ આવાર (૨)
એ કોણ પતિને વશ કરનારી, શું એ મુજ સુખને હરનારી
નીચ એ કુલટા નાર— બનું
વેસ્યા એ છે આખા જગતની નારી,
હું છું શુભ પતિવ્રત ધારી
વેસ્યા ગુમાન, ટાળુ નિદાન, ડશી લઈ પ્રાણ
ભોળવી લાવું ભરથાર— બનું.

## પ્રવેશ ૧૨ મો.

લીલાવતી— ( દુઃખની વીજળીએ કુમળી ) એ રાહ

સાસુ સસરાજી શીખ દીઓ આ વારી
બનુ ભાવે હું ભરવાડી ભારી, ભોળવું ભરથાર—સાસુ
કાળી નાગણુ થઇને ડસુ હું તો ભારી;
સુખ છીનવ્યુ એ વેશ્યાનારી, ઉર બળે અંગાર—સાસુ
મહીશીઓ ચારજ ઓપતી લાવી આપો
મમ અરજ ઉરે વૃદ્ધ સ્થાપો, કરશે કૃપા કીરતાર—સાસુ
મર્મ પસાએ ભોળવું મમ સ્વામી
સૌ દુઃખડાં જાશે વામી દીયો આજ્ઞા આ વાર—સાસુ

સંજલદે—સુકુળ મા બાપની દીકરી છે આશીશ
લીલાવતી—યત્ન સફળ કરે જગદીશ, મહીશીઓ તૈયાર—સાસુ

## પ્રવેશ ૧૩ મો.

લીલાવતી— ( શી અદભુત તારી કૃતી ) એ રાહ

શું મનહર છે પતિ આકૃતીરે જાણે સમ રતી પતી
ઉર અકળાય મુંઝાય મતી અતી
ધન્ય ગુણીકા કીધી તેં અજબ કૃતીરે—જાણે
મમ પરણ્યો તારો કર્યો નાંખી પ્રેમની જાળ
રખડાવી મને સુખથી કીધી હાલ હવાલ—ઉર—જાણે
કાળી નાગણુ થઇ ડસુ, બાળુ ઉર તમામ
તુજ નજરે હું ભાગવું, પતિથી એશ આરામ—ઉર—જાણે

## અંક ૩ જો.

### પ્રવેશ ૧ લો

લીલાવતી— ( કોઈ ફુલ લ્યોને ફુલ ) એ રાહ.

કોઇ લ્યો મહી અણુ મુલ, જેનું સજ્જન મુલરે મુલવે-કો
મીઠુ મધુરૂને વળી પવિત્ર મહી ઉત્તમ અતિ
એ ખાવે શોખી સજ્જનો ગમાર ના પામે ગતી
અદ્ભુતમ જેની ભાસના કોઈ

શુમતીવીલાસ— ( મારે મહી લેવું મહી લેવું )

મનહરી મહી લાવો, મહી લાવો
મહીઆરી અહીંઆં આવો—મનહરી
મટકીનું મુલ બતાવો—મનહરી
મહી ચાખીને લઉ લ્હાવો—મનહરી
મટકી ઉતારી ચખાવો—મનહરી

લીલાવતી— ( થયાછોરે પતિ તેજ પ્યારી ) એ રાહ

અણુમોલછે આ મહી આત ઉત્તમ ભાવ ન કદી થાએ
દુનિયામાં નહી મળશે જોડી, સમજુ છો સુજાણ
મહી મારૂ, છે ન્યારૂ, જનપ્યારૂ, શું ઉચ્ચારૂ, જમતાં મહી.
મારૂ શેઠજી તન મન રાજી અતિ થાયે—અણુમોલ.

સુઅચિંતણુ ; આવી સેઠજી જાણ્યો તુમ તણું ભાગ્ય,
મહીં આવી, મનભાવી, અઇ ક્યાવી-મહી લાવી,

સુણો એક મોહોર મટકીની પડશે, તુમથી ખરચાએ-અણુ
સુમતીવીલાસ— રાગ ઉપરનો
મહી મીઠું ચાખ્યું મહીઆરી ગામડીએ વસનાર,
શું નારી, તું ભરી, વસનારી, કોણ હારી
વળી કોણ પતિની કહાવો પ્રેમદા જાત શું કહેવાયે
લીલાવતી—... .........અણુમોલ.
જાત રબારી, નામ મલુણી, રાજપુરે રેહેનાર,
પતિમારો, અતિપ્યારો, રહે ન્યારો પ્રિતી કયારો,
નામ હનુગો ઊત્તમ સુખાકારી, હાને ત્યાં જાયે—અણુમોલ.
સુમતીવીલાસ
મર્મ વચન તું બોલે પ્રેમદા, બોલે વચન રસાળ
લીલાવતી—
નવ જાણું, કે પીછાણું, વેચીજાણું, કરૂનાણું,
મોઘું છે ગોરસ મારૂ, તે નહી તુમથી લેવાએ—અણુમોલ.
સુમતીવીલાસ— રાગ ઉપરનો.
શા માટે તું જાવાનું બોલે, મારી નયનનો માર
લીલાવતી- હાથ મુકો, કેમ ચુકો, પ્રેમે ઝુકો, શીદ ઢુકો
સુમતી—લે મુકયો હાથ અલબેલી વાત નવ જાવાની થાયે
લીલાવતી—.....................અણુમોલ.
દુરિજનથી મન ડરીએ શાણા, અહીંઆં નવ રહેવાય
સુમતી—સુશાણી, ગુણખાણી, તુજ જાણી, મર્મ વાણી.

લીલાવતી—સમજુ તમે વીચારો શાણા, મુખ નવ ઉચરાએ—અણુ
મારગ મુકો વ્હાલા તમે તો ઘેર પતિ પુછનાર
અણુસારા, આતમારા, ઠગનારા, ભોળીહારા
મેં જાણી લીધા વીચાર તમારા પુર્ણ કદી ન થાએ—અણુ

( છોરો છેરો છબીલા ) એ રાહ

લીલાવતી શાણા જાણ્યા રસીલા મુકો વિચાર છબીલા
નવ ચુકુ કદીએ હું લાજ—રસીલા
હવે જાણ્યા તમારા મેં કાજ, લાજ રાખો
જરી શાંત આજ—નવ
સુમતી—વાહ વાહ વચન શાં કાઢે મોટી લજ્જાવાન ભાસે
લજ્જા નવ હોય મિતને કાજ—છબીલી લજ્જા
હોંશે ચઢી પ્રિતિ તણું કાજ, તેમાં હોયજ
શેની લાજ—લજ્જા

સાખી.

છબી છબીલી ફાંકડી. ધણી સુરખ સરદાર
રસીલી કેવી રીતથી સાધે છે સંસાર
લીલાવતી—જાણ્યું જાણ્યું શેઠજી ગુમાન, પગ તળે
બળે લાવો ભાન
પછી બોલો ચતુર સુજાણુ--શાણા
લીલાવતી— ( વિચારો જતી મારા ) એ

રીસાઓ નહી પ્યારા

ઓ પ્યારા છું હારા ઘો દેદાર તમારા—રીસા

સુમતી—હારા આ ચાળા જવા દેતું તારા, નાવે કામ મારા

લીલાવતી—.............................રીસાઓ

સુમતી—અહીંથી તું દુર થાને રસ્તે તુજ ચાલી જાને

લીલાવતી—ગતાવી વ્હાલ પછી શાને શું ન્યારા

સાખી.

વીકટ વાટ સંસારની, જ્ઞાની પાર પમાય

વસમા ખાડા ઠેકઠે, ગમાર ગોથાં ખાય

સુમતી—નાહક ન બોલો પ્યારી તમે તો

લીલાવતી—છોડો પ્રિતની પિયુ તને ગમે તો

ગાયન.

કામસેના—( રહેતું દુર નિચ પાપીઓ ગમાર )એ રાહ

ચાલી જા તું ચાલી નીચ પાપણી ગમાર

મેહેતાજી ભોળવવા કરે મનમાં વિચાર

ધિક્કાર ધિક્કાર તને હજારો ધિક્કાર

આવી તું તો દ્વાર મારા, જોઇ તને ઉઠે જવાળા

જા જા જાણ્યા તારા ચાળા, ધાર્યાં તેં કરમકાળાં

જાણ્યા તુજ વિચાર, નહી કાંઢે કાંઇ સાર

જાણી તને હોંશીઆર, નથી મેહેતાજી ગમાર

ચાલી જા અહીંથી નહી કાઢે ફળ સારાં-જા જા

કામસેના— ક્ષત્રી કલંક.

ઓલ્ય અલી કેમ આવી છું આ ઠાર,
ઠગારી ઠગવાને આવીરે
કીયા ભવનું તું વેર વાળનાર,
ઠગારી ઠગવાને આવીરે
મમ છેલાને શું છેતરે છીનાળ— ઠગારી.
ચાલી જા નીકર ખુટયો તારો કાળ—ઠગારી,
વદી સારાં સારાં દંભી વચન— ઠગારી.
ધારે ભોળવવા મહેતાજીનું મન— ઠગારી.
તારૂં ધુત મેં જાણી લીધું તમામ— ઠગારી.
નવ આવતી કદીએ આણે ઠામ— ઠગારી.

લીલાવતી—જાણ્યું જગ વહુ જખમારનાર—
રંડા છે ધીક ધીક તનેરે
તારા ચમડા કરૂ ઉભે બજાર--
રંડા છે ધીક ધીક તનેરે
રાંડ આવવાની હું તો અહીં રોજ--- રંડા.
એજ મહેતાજીની સંગે માણું મોજ— રંડા.
તારૂં મુખ જોઇ આવે મને ખાર— રંડા.
તું તો નવા નવા માંટી કરનાર— રંડા.

રાંડ તારાથી જે જાર રમનાર— રંડા
તે તો એઠું જગતનું જમનાર— રંડા.
રાંડ ઢેચડીને અડવું ઘટે નાંહી— રંડા,
તારો સંગ નાંખે નરકની માંહી— રંડા.

કામસેના— રાગ ઉપરનો.

જાણું કરમ હું કાળાં કુપંગનાર, ઠગારી ઠગવાને આવીરે
નોહ્ય નોહ્ય રાંડ તારા ભરથાર, ઠગારી ઠગવાને આવીરે
લી–રાંડ આંધળીને વળી હૈયા ફુટ, રંડા છે ધિક ધિક તનેરે
એ છે ગારા ભરથાર માંથુ કુટ, રંડા છે ધીક ધીક તનેરે
કામસેના—નીચ જાત નીચી જાત ભરવાડ, ઠગારી
ઠગવાને આવીરે
ચાલી જા તું તુજ મટકી ઉપાડ, ઠગારી ઠગવાને આવીરે

## પ્રવેશ ૨ જો.

લીલાવતી— ગાયન.

અમૃત સમ અતી આનંદકારી મનમોહન લ્યો મહી લાવી
મનમાંહી બળે વેરણ મારી, લ્યો મન મોહન મહી લાવી
આ રાંડ છાલ નવ છોડે રે વશ કીધા મેહેતાજીને
મમ સાથે પ્રિત ન જોડે રે વશ કીધા મેહેતાજીને
લીલાવતી— ગાયન
અમૃત સમ અતિ આનંદકારી મન મોહન લ્યો મહીલાવી

મન માંહી બળે વેરણ મારી મન મોહન હર્યો મહીલાવી"
સુમતી—મહીતારૂ છે અતિ સુણકારી મહીઆરી આવો પ્યારી
છો બળે એ જગરંડા ભારી મહીઆરી આવો પ્યારી
લીલાવતી—પ્યારી કહી નવ બોલાવોરે રંડા રીસ ઘણી કરશે
સુણે જગ લાડી જખમારીરે, વિણુ મ્હોતે કોદી મરશે
કપટ—સુણ્યું જે કહ્યું મહીઆરીરે લુંટી ગઈ લક્ષ્મી તારી
હૈયા ફુટી તું હારી રે, [illegible] પ્હાર રે
કામસેના—( લીલાવતીને )
છેડા વાંધે તે પારીંસ હો, લાજ પણ વીસારી
ચુરકી નાંખી તે ભારીરે [illegible]
લીલા—મહા [illegible] મેહેતાજી નીકું રે [illegible]
નવ [illegible] આને સાજીકુરે જગ રંડા ઉભી [illegible]

ગીતી

જાઓ હવે હું હારી હું ખોટી આ રાંડ હવે સારી
ઘડી કામ નથી ઘરમાં કરો કાળુ તુમ કહુ છુ ઉ [illegible]

## પ્રવેશ ૩ જો.

લીલાવતી—( અજબ ખુબી છે મેળમાં ) એ [illegible].
અકળ ખુબી તુમ પ્રેમમાં સમજુથી સમજાય.
પ્રિત સાગરની લ્હેરમાં પ્રેમી જંન મકલાય
સકળ પુષ્પને દઈ તજી ભમર માલતી રહાય;
કામણગારા કાન્હજી કુબજામાં લોભાય.

પ્રેમ તુજ અજબ કામ પ્રેમ તુને પ્રણામ કરૂં,
તજાવે હામ દામ ધામ નામ નક્કી ખરૂં;
નથી જોયા તાપ અને તાઢ મેં તો મુજ જન્મ ધરી
આવું સત્ય પ્રેમની ખાતર હું તો પ્રેમ ભરી,

## પ્રવેશ ૪ થો.

લીલાવતી — મરાઠી સાખી.

મન કાચુ નવ કરીએ સ્વામી વાત કહુ સત્ય નાથ
યાદ શકિત કંઈ ઉર મહી લાવો પરણ્યા પીયુ મમ સાથ
પતિ હું સતિ નારી સ્વામી માટે થઈ મહીઆરી

મરાઠી સાખી.

ચોરી વચ્ચે હાથ દબાવ્યો, વળી હીંચોળે હીંચી
નમોએ મુજને રોકી રાખી ચાલી ગઈ ચીર ખીંચી
અરધીએ મુકી નાથ બધુ શું ગયા ચુકી

સુમતી — મરાઠી સાખી.

વિસ્મય થાઉ સાંભળી વ્હાલી દંપતી આપણુ મળીઆં
પ્રેમવંત તું પુરષ્યુ પ્રેમદા પરભવ પાતીક ટળીઆં
દુઃખ સરવ દળાયાં, પુરણ પુન્ય તારાં ફળીઆં
કેમ કહ્યું નહીં પહેલુ આવી કપટ નહી કાંઈ જાણ્યુ
મહીઆરીનો વેશ ભજાવ્યો પુરો મેં તે પીછાણ્યું
પ્રિયા ધન્ય ધન્ય તુજને, ભોળવી લાવી તું મુજને
વેશ્યા સંગ તજાવ્યો તે તો ભવ તારો સુધાર્યો

હું જ અભાગી સર્વ તજીને વેશ્યા સંગે ભવ હાર્યો
હવે કેમ મનવાળું કેમ બતાવું મુખ કાળું.

સુમતીવીલાસ— મરાઠી સાખી.

સઘળી વાત છે સત્યજ તારી અક્કલ ગઇ મમ મારી
ધન્ય ધન્ય છે પતિવૃતા નારી મતી મુજ સુધારી
કલંક કુળનું કાપ્યું. શાણાસાં હું તને આપું

## પ્રવેશ ૫ મો.

કામસેના - ગાયન.

બળ્યો કુળાચાર વેશ્યા નારીનો નીત્ય નવા ભરથાર.
નિર્લજ બની બજારમાં બેશી બોલાવવા નિત્ય યાર
પ્રજળે મનડુ મારૂરે લાગે આ જગત ખારૂ
આપણી સાથે આવીને બેસે લુચ્ચા જુગારી નાહાર
તેમનો ને સાથે આપણો પણ કો વિશ્વાસ નવ લહે લગાર
પહેરી ઓઢીને નીકળો બજારે ધારી રતી સમ રૂપ
શાણા અને સમજુ જન સમજે વેશ્યા નરકનો કુપ—
હીણા પ્રસંગથી ઉત્તમ કુળની ઓછી અક્કલની નાર
બને વેશ્યા તે વ્હાલાં તજીને તજી વ્હાલો કુળાચાર—
યોવનમાં તે સુખજ માણે પણ યોવન જ્યારે જાય
રોમ રોમ કીડા પડે નિજ કાયે ત્યારે પુરી પસ્તાય

પરભવ પાપે પામી આ ભવ નિચ વેશ્યા અવતાર—
આ ભવ એવાં પાતિક બાંધુ પામુ ગતી શું સાર —

## પ્રવેશ ૬ ઠો.

સુ-ગુ- ( વ્હાલાજીની વાટડી અમે ) એ રાહ

વ્હાલી સખી પતીને ભોળવી લાવીરે, નીચ વેશ્યાને
ભુલાવી - વ્હાલી.

ધન્ય ધન્ય સખી મમ પ્યારીરે કુળ ઉજાળ્યું તેં પુન્યશાળીરે
ભેટય પ્રીતે મને સખી મારી—વ્હાલી

માત તાતનું નામ વધાર્યુંરે ભવસાર્થક સહેજે સુધાર્યુંરે
બંને કુળનું નામ ઉજાળ્યું—વ્હાલી

લીલા—સખી મળતાં થઇ હું તો રાજીરે, કયાં છે વ્હાલાં
માત પીતાજીરે

સુગુ—શુભ અવસર સુણી છે રાજી સખી મમ પીયર વાટે
પધારોરે—મહીયર કૂળને। હર્ષ વધારો—સખી—

શ્રીમંત અવસર કર્યો જગરીતીરે શીયળ પ્રભાવથી હું શવીતીરે
લીલા—વ્હાલી વાટ મહીયરની જોતીતી, સખી ચાલો મહીયર હવે
હું આવુંરે, નમી માત તાતને ખમાવું—સખી

સાસુ સસરાએ આજ્ઞા દીધીરે, હજી પતી આજ્ઞા નવ લીધીરે
સાચી સતીને સાચીએ વીધી—સખી—

## પ્રવેશ ૭ મો.

લીલાવતી–સુમતીવીલાસ—

અસાર આ સંસાર ખરે છે અસાર આ સંસાર
હવે થશું અણગાર ખરે છે
ભવ અટવીમાં આવી જીવે બાંધ્યાં પાપ અમાપ
સ્વારથ અંગે સાધી લીધાં ખાધી માયા ધાપ—ખરે છે
સ્વારથ સુધી સગાં ગણું સહુ પુત્ર અને પરિવાર
સ્વારથ સરતાં રહેતે અળગાં નિર્બળ બને જે વાર—ખરે છે
મ્હોટા મ્હોટા મોળ બંધાવ્યા કર્યા બગીચા બહાર
લાખ કરોડો ધન સંચ્યું પણ કાંઇ ન સાથ થનાર-ખરે છે
અખુટ દ્રવ્ય સંચ્યું તુમ માટે વ્હાલા વીરવીલાસ
પરણાવીને કર્યો પાવરધો નવ બનતું ઉદાસ—ખરે છે
કોણ માતને કોણ તાત વળી કોઇ ન કોનું થનાર
પુન્ય પાપ બે સંગે રહેશે [illegible]—ખરે છે
સ્નેહ ધરીને સેવજો શ્રી [illegible]
સફળ જન્મ તેથી થાવાનો હુંતો થશું અણગાર—ખરે છે
શ્રી સંગીત લીલાવતી નાટક

( સમાપ્ત. )

# જાહેર ખબર.

## છપાય છે.

### લોક પ્રિય લેખકની કસાયેલી કલમથી લખાએલાં ઉત્તમ પુસ્તકો.

## શીલ્પ વીદ્યાનો ભોમીયો.

---

શીલ્પ દીપક, શીલ્પ શાસ્ત્ર વીગેરે ઘણાં પુસ્તકો બાહાર પડયાં છે પણ આ પુસ્તકની તુલના થઇ શકે તેમ નથી, દરેક કારીગરોને ઘણુંજ ઉપયોગી હોઇ સાચી મદદ કરે છે, મુલ્ય ફક્ત રૂ ૧–૮–૦ ટપાલ ખર્ચ બે આના જુદુ પડશે.

---

## શીવ પુરાણ.

શીવ પુરાણ જે કડવા અને ચોપાઇમાં છે તે રાગ ઢાળમાં વાંચનારાઓને પ્રિય છે પણ ચાલુ જમાનામાં વાર્તા રૂપે વાંચનારાઓને તે પુસ્તકની ગમ્મત મળતી નથી શીવ પુરાણમાં શૈવ માર્ગીને ઘણો સારો બોધ આપેલો હોવાથી શૈવ ધર્મીઓને અતી ઉપયોગી અને વાંચવા જેવું પુસ્તક થશે. વાર્તા રૂપે હોવાથી અને તેમાં જોઇતાં પદ્યો દર્શાવેલાં હોવાથી ગદ્ય અને પદ્ય બનેના શોખીનોને સરખુ

ઉપયોગી થશે. બાઇન્ડીંગ છીંટનું સોનેરી નામ સાથેનું રોયલ સોલપેજી થશે મુલ્ય એક રૂપીઓ ટપાલ ખર્ચ ત્રણ આના જુદુ

---

પંચ રત્ન.

## શ્રીમદ ભાગવત ગીતા

આ ગીતાજીનું પુસ્તક અત્યુત્તમ હોઈ ઘણું સારૂ અને લોકો પયોગી પુસ્તક છે. કાગળ ગ્લેજ બત્રીસ પેજી રેશમી પુઠાનું થશે કીંમત રૂ ૧-૦-૦ ટપાલ ખર્ચ જુદુ.

---

## પૃથીરાજ ચોહાણ.

ઈતીહાસીક નવલ કથા. આ પુસ્તક દરેક મનુષ્યને વાંચવા લાયકનું હોઈ નીર્બળ માણસને જુસ્સાદાર બનાવે છે જયચંદનો અભિમાન, પૃથીરાજ તથા અમરસી અને રેણુસી કુમારનું વીરત્વ, ચંદની ચાલાકી અને તેનાં કવીતો વીગેરે ઘણા ઉત્તમ વીષય ચર્ચાવેલા હોવાથી વાંચવામાં ઘણુંજ રસીક થશે. સોનેરી નામવાળુ સુશોભીત પુસ્તક થશે. મુલ્ય રૂ, ૧-૦-૦ ટપાલ ખર્ચ બે આના જુદુ.

## હરદાસ આખ્યાન માળા

ચાહાલીસ આખ્યાનોનો મોટો સમુહ—ભકતો અને સતીઓનાં તથા હરીશ્ચંદ્ર, ગોપીચંદ વિગેરે સત્યવાદી રાજાઓનાં આખ્યાનોનો સંગ્રહ જે કથા વાર્તાઓમાં ચાલે છે તેવો ગદ્ય અને પદ્યમાં કદ સુપરરોયલ બાર પેજી સાઠ ફોરમનું પુસ્તક થશે બાઇન્ડીંગ છીંટનું સોનેરી અક્ષરવાળુ સુંદર અને ભપકાદાર થશે મુલ્ય રૂ ૨—૮—૦ ટપાલ ખર્ચ જુદુ

---

## શ્રીમદ ભાગવત મનન
### યાને
## વૈષ્ણવ ધર્મ સત્ય શોધન

આ પુસ્તકમાં વૈષ્ણવ ધર્મનું ખરૂ રહસ્ય સમાયેલું હોવાથી દરેક વૈષ્ણવોને વાંચવામાં ઘણુંજ ઉપયોગી છે. આ પુસ્તક ભવરૂપી દુસ્તર સાગર તરવા માટે સાચું નૌકારૂપ છે, શ્રીમદ ભાગવત મહાત્મ અને તેનું મનન વડીલો પારંજીત તર્ક વીદ્યાની ખીલવણી. ભાગવત દસમસ્કંધનું સત્ય મનન ઘણી ઉંડી રીતે શોધી ને બહાર પાડેલું છે. જે મનન અદ્યાપી પર્યંત કોઇથી બહાર પડયું

નથી. આ પુસ્તક વાંચીને તે પ્રમાણે વર્તવાથી ભવસાગર તરવા શકિતવાન થવાય છે તેની ખાત્રી વૈષ્ણવ બંધુઓના વાંચવાથી થશે મુલ્ય અગાઉથી રૂ ૩—૦—૦ પાછળથી રૂ ૪—૦—૦ ટપાલ ખર્ચ જુદુ.

---

## નપુશક ચિકિત્સક યાને કમતાકાતનો કટો શત્રુ

આ પુસ્તકમાં નપુશકતા આવવાનાં તથા કમજોરી બનવાનાં કારણો અને તેના ઉપાય તાત્કાળ ગુણ દેનારાં દર્શાવેલાં હોવાથી કમતાકાત બનેલા માણસોને અતી ઉપયોગી હોઇ દરેક મનુષ્યોને અતી ઉપયોગી સદા પાસે રાખવા જેવું પુસ્તક છે કારણ કમતાકાતી ન બનવા માટે તાકાતવાન મનુષ્યોએ શા રસ્તા લેવા અને શેનું શેવન કરવું તે સર્વે દર્શાવેલું છે માટે દરેક પુરૂષોને અતી ઉપયોગી છે તથા સ્ત્રીઓના ગુપ્ત રોગોનું વીવેચન તથા તેના ઉપાય દર્શાવેલા હોવાથી સ્ત્રીયોને પણ અતી ઉપયોગી છે અગાઉથી ઘણાં ગ્રાહકો થઇ ગયાં છે અને થાય છે મુલ્ય. અગાઉ થનાર ગ્રાહક પાસેથી રૂ ૧—૦—૦ પાછળથી રૂ ૧—૮—૦ પુસ્તક રૈયલ બત્રી પેજી ગ્લેજ કાગળ. પાકું છીંટનું સોનેરી અક્ષરનું સુંદર બાઇન્ડીંગ થસે.

અગાઉ થનાર ગ્રાહકે પુસ્તકનું નામ લખી તા. ૩૧-૯-૧૦ સુધીમાં અડધા પૈસા મોકલી પાવતી મંગાવી લેવી. તે શીવાય અગાઉ ગ્રાહક થયેલો નહી ગણતાં પુરી કીંમત લેવામાં આવશે. અને જે પુસ્તકની અડધાં નાણાં અગાઉથી ભરી નામ નોંધાવ્યું હશે તે પુસ્તકમાં તે ગ્રાહકનું નામ દાખલ કરવામાં આવશે અને અડધી કીંમતના પૈસા અગાઉથી મોકલી નામ નોંધાવનારને અમારી સહી સીક્કાની છાપેલી પહોંચ આપવામાં આવશે માટે થનાર ગ્રાહકે જે જે પુસ્તકના ગ્રાહક થવું હોય તે તે પુસ્તકના નામ અને તેની અડધી કીમતના પૈસા નીચેને સરનામે પોતાનું નામ ગામ ઠામ ચોકસ લખી મોકલવું

સરનામું—દલાલ બ્રધર્સ
ઠે. સારંગપુર તળીયાની પોળ—અમદાવાદ.

---

તૈયાર છે.

## શુકન પ્રભા ચરિત્ર

આ પુસ્તકમાં જૈન ધર્મનો વીગેરે ઘણી જાતનો બોધ આપેલો. હોઈ એક વાર્તા રૂપે આ પુસ્તક છપાએલું છે જેથી વાંચનારને જ્ઞાન સાથે ગમ્મત ઉત્પન્ન થાય છે. કાગળો ગ્લેજ છે પુંઠું છીંટનું સોનેરી અક્ષરનું છે મુલ્ય રૂ-

કત રૂ ૧-૮-૦ પોસ્ટેજ ખર્ચ ત્રણ આના જુદુ ફક્ત જુજ નકલો બાકી છે.

ઉપરનાં પુસ્તકો શીવાય સામાયક પ્રતિક્રમણ વીગેરે શ્રી જૈન ધર્મનાં હરેક જાતનાં પુસ્તકો મળશે. મંગાવાનું

ઠેકાણું દલાલ જેઠાલાલ વાડીલાલ બુકસેલર
ઠે. સારંગપુર તળીઆની પોળ—અમદાવાદ.

---

## જાહેર ખબર

### ઇનામ રૂ. ૧૦૦

વીદ્વાન રાજ વૈદ્ય ગોરજી મહાત્માનાં રાજ રજવાડાઓમાં તથા હરેક સ્થળે પ્રખ્યાતી પામેલાં સર્વોત્તમ અને દવાઓથી કંટાળી જઇ નીરાશ બનેલા માણુસોને આશાવંત બનાવનાર અત્યુત્તમ ઔષધો.

હમારી તાત્કાળીક ગુણને આપવાવાળી હરેક દવાઓમાં કોઇ પણ જાતનુ રસાયન છે એવી ખાત્રી કરી આપનારને એક સો રૂપીઆ ઇનામ આપવામાં આવશે.

પુરૂપાર્થ જીવન અર્ક—આ દવા વીશેશ સ્ત્રી સંભોગથી હસ્તદોશથી અગર બીજા ગમે તે કારણથી બનેલા કમતાકાતી મનુષ્યોને ઘણોજ ફાયદો કરે છે. અને પાતળી

પડેલી ધાતુને ઘટ બનાવી કમતાકાતીથી થતાં દરદોને નાબુદ કરે છે. અને પુરૂષત્વની પ્રાપ્તિ આપે છે. અને વૃદ્ધા અવસ્થાનું દુઃખ અનુભવતા અને ઘણી ઘણી દવાઓથી કંટાળી જઇ નીરાશ બનેલા પુરૂષોને આશાવંત બનાવે છે. આ દવાના ગુણ હમારી જાતેથી ગાવા કરતાં જથા બંધ ઓરડરો ચાલુ છે એજ તેના ગુણની ઉત્તમતા છે. એકવાર વાપરી જોવાથી ખાત્રી થશે. કીમત રૂ. ૨—૦—૦ .પાલ ખર્ચ ૭ આના જુદુ

વીશહારી ઓઈન્ટમેન્ટ—આ દવા કમતાકાતીને લઇને અગર હસ્ત છેપને લઇને અગર વીશેશ સ્ત્રી સેવનથી ઇંદ્રીની રગોને એક જાતનો વિષ દોષ લાગુ પડે છે તેથી ઇંદ્રી પાતળી પડી જાય છે, વાંકી થઇ જાય છે, અને કામજોર બને છે તે વીષદોશને નાબુદ કરી ઇદ્રિને પુર્વ સ્થીતીપર લાવે છે. અને ઈંદ્રીની રગોને પુર્ણ તાકાતવાન બનાવે છે. આ દવાના ગુણ હમારી જાતેથી ગાવા કરતાં ઘણાં ગ્રાહકો આ દવા વાપરી તેના ગુણ ગાયા કરે છે અને ઓરડરો દેશાવરના ચાલુ છે એજ તેના ગુણની ઉત્તમતા છે માટે એકવાર વાપરી ખાત્રી કરવી કીંમત રૂ. ૪—૦—૦ ટપાલ ખર્ચ ૭ આના જુદુ. મળવાનું ઠે.

દલાલ બ્રધર્સ.

ઠે. રાયપુર નાગીનાનીપોળ—અમદાવાદ